

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

# નવતરંગ.

( દીલખુશ ગાયનો. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મંગળદાસ જોઈતારામ બુકસેલર

રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં પીરમશાના રોજા સામે
શ્રી ચીમનલાલ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૨—સને ૧૯૦૬.

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

કિંમત રૂ ૦-૪-૦



શ્રી

# દીલખુશ ગાયનસંગ્રહ

## મંગળાચરણ.

સુમતિને સુગતિના દાતા કૃપાનાથ;
પામર આ પ્રાણી તણો તારો ગ્રહિને હાથ—
જગતપતિ, કૃતિ અતિ છતિ દીસે, નીતિ ન્યાયે.
રીતિ રાહે પાળો વિશ્વ વિશ્વપતિ દીન હીન
જન સાથ—સુમતિ૦
ક્ષેત્રપતિ છો કૂર્મ ક્ષેત્રના, કૃપાવારી,
ધારા તણી જગ ઘણી આશા, લીલો.
હરિઆળો પાકે પુણ્ય પાક આપ સ્હાયે.
આડા રહ્યા ઉભા અઘ પાકે કર્મ છોડ.
સાથ—સુમતિ૦

૧ હરીચંદ્ર

હું વેચું પુત્રને પ્યારી, આવાર સત્યને કાજ (ટેક)
પુરજન સૌ ગ્રાહક બનીને, આવો આજ ઠાર;
ખંત ધરી આ દુષ્ટ વણીકનો, ખરિદ કરો માલ સાર-હું૦
વિશ્વામિત્રના રણથી મુકત, થાવા કીધું આ કામ
પુત્ર અને પ્યારી મારીને વેચું ધરીને હામ; હું૦

૨ ચાંપરાજ

સરકાર રજા દીજીએ, જામીનગાર હું
મુદત પે નાવે તો મેં ગુનેગાર હું— સર૦
ઇસકે બદલ શીર મેરા, દેને તૈયાર હું
યે બાતપે નીધા કીજે; મેં અરજદાર હું સર૦
જાનો પહાડસીંહ યહ, હાડાકા હૈ જાન
યું દિજાનકુ દિલ્લેશ, કરોગે ફરમાન સ૦-

૩ ત્રીયારાજ

મિત્ર આવીઓ ભલે આ અરજ તારૂં છે,
દોસ્ત તારૂ ઘર સુને પ્રાણ પ્યારૂ રે— મિત્ર૦
મિત્ર આપણું ન જાણુ કાંઇ ન્યારૂ છે,
એવું જાણું તો આવું, પણ આ મારૂં છે. મિત્ર૦
માજીએ મુકયો છે મુજને જા તું કોઈ સ્થાન,
દુશ્મનોથી રહયો છુપો, એ એણે ધાર્યું છે. મિત્ર૦
તારા દુશ્મનનો તે મિત્ર. મહારાજ જાણ;
કે કયે મેં મિત્રતામાં તારૂં દુઃખ નિવાય છે. મિત્ર૦
સહેજ મિત્રતામાં દોસ્ત બહુ આભાર તુંજ;
મિત્ર વહાલા તો ઘણું તેં વધાર્યું છે.- મિત્ર૦

૪ હંસ કુમારી.

દીસ ખુશ પ્યારી રાજકુંમારી કેમ રડે અહીં એકલી છે,
મુખ શોભાએ શશી સરમાએ નવરાંતે વીધીએ ઘડી છે;
દાસકે દાસી પાશ નથી કો કોણ થકી અહીં છળી ભરી છે,
સ્વસ્થ થઈને પુછું હું જઇને મુજ મન મોહક એ પરી છે.

૫

ક્યાંથી આ સંભળાય મધુર સુર ક્યાંથી આ સંભળાય;
દીસે નહી કોય ત્યાંય મધુર સુર ક્યાંથી આ સંભળાય
નવીન પક્ષીકો આવ્યું જણાયે, આ ઉપવનની માંહે-મ૦
શખી સહુ જાઓ તેને લઈઆવો તો સુખ મુજને થાય-મ૦
તન મન ધન સહુ અર્પણ કરીને, રાખીશ મહેલની માંય-મ૦

૬ ભરથરી.

ધીક ગુવા ધીક મુજને, ધીક કામ વીકારજી
જેણુંરે ભુલાવી મને સત્યથા, કર્યા નીચ વિચાર
ભેખરે ઉતારો રાજા ભરથરી
ક્ષમા કરોને રાજા રંકનું, નારી અજ્ઞાની જાતજી,
અન્ય વખત આવું નહીં કરૂં લાજ્યા માતને તાતજી
ભેખ૦
કપટ રૂપીરે રાણી પીંગળા, એ શું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે, જો વીચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગળા.

તુરે ખોટીરે ખોટું રાજ છે ખોટો સારો સંસારજી
અલખ જંગાવું વન એકલો, જેથી પામું ઉધારજી.
ભીક્ષા૦

રહોને રાજા રસોઇ કરૂં જમતા જાઓ સ્વામીનાથજી
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી
ભેખ૦

મઠીરે કરાવું રંગ મહોલમાં. રાખું ગુપ્ત અવાસજો;
જેમરે જાણે નહીં જગતમાં સાધો જોગ રહી પાસજી
ભેખ ૦

મહેલ તારાને રાણી શું કરૂં, કેયો ગુપ્ત અવાસજી
ક્ષીરરે ભોજન તારૂં રાણી શુ કરૂ નહિ ભોગની આશાજી.
ભીક્ષા૦

વાસી જંગલના જોગી અમે નહી ગામમાં વાસજી,
વિષય વેલથી અળગો રહું, નહીં નારીનો પાસજી;

૭ ભરથરી ભીક્ષા૦

પિતાજી આ કોપ તમે શો કર્યો,
જોગી વેશ બાપુ શીદને ધર્યો;
મરી ગઇ છે માત વળી જાઓ તાત,
પીતા એથ કોની છે ઓરમાન માત;
દયા લાવો કાંઇ છોરૂ ઉપરે,
કૃપા પાત્ર હુંતું તમારી ખરે;
લડાવશે લાડ મુને પછી કોણ;
પ્યારી પુત્રી આવો આ કહેશેજ કોણ;
કુંવારી હુંછું તમારિ સુતા,
વરાવી નથી કીધાં લાગવાં પીતા;
ન બાપી કરી બાપુ જાશો નહીં
પીતા પાછળ હુંતો જીવીશજ નહીં;

૮ ઉશાદેવી

ગાજે ગગન ઘરરર ગગન ઘરરરર,
ઝબકે વીજળીઓ ઝરરર;
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર,
વિયોગીના ચીત ચરરરૂ;

બીની બાળા હોય અરરર,
સ્વામી સોડે પેસે સરરર. ગાજે૦
હરીયાળી ભુમી ભલી હરીયાળાં વળી વન
હરીઆળું સંજોગમાં
અરે વિરહે ઉઠે અંગમાંરે સજની
મદન પીડા કયાં કહીએ;
બાળી રહીયેરે મનમાં મુઝાઇ સજની
નદીઓ ખરરર નાસતી સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે ચટપટ લાગેરે,
આવે સમે ભોગી ભેટવારે
માતાજી મહેર જો કરે કુમારી કોડે કરગરી.
મચ્યો મદન મહાવીર મદન મહાવીર
થઇ માતાજી અમે થરરરર થઇ થરરરર અરે અરરરર

૯ ગાજે૦ વીણાવેલી

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ.
તારો ત્યાં લગી જાણજે જ્યાં લગી શ્વાસોશ્વાસ,
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ,
રાખે જેવી રીત રામા રંગે તેવી રીતે કરીએ સદા.
પીપળ પાન ખરંતી હસતી કુંપળીઆં
મુજ વીતી તુજ વીતશે ધીરી બાપડીઆં,
નહીં જેવીને તેવી નિત, કોઇની નભતી જોઇએ,
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ. સદા.
કદી મહેલાં તો માળીઆં કોમળ છતર ખાટ;
કોઈ દીન એવો આવશે ભુખ્યા ન મળે ભાત સદા.

૧૦

ખંતેથી નમી તુંને અંતે વીનવીએ,
દયાવાન[૪] સહાય (૩) ખંતેથી૦
દયાહીણુ થયો ક્રૂર ખેંચી લાવ્યો આંહી દૂર;
કપટેથી મગરૂર પ્રાણ લેશે એ જરૂર;
તજું આ તોફાની પૂર આવીએ તારી હજૂર,

૧૧ રાજબીજ.

જુદાઈ પ્રાણ બની સીદ અણજાણ.

બસી આનંદ લ્હાણું ચાલ ચમન ઉડાવ,
તું છે છબીલી નાર, હું રંગીલો ભરથાર,
બન્યું જોડું નીરધાર મણી કુંદન જડાવ.
ઢાંક માથાની વેણુ, કાળ નાગ તણી ફેણું;
પ્યારી અણીઆલી નેણ, જરા ધીરે નચાવ;
વાગ્યો કલેજે કારી ઘાવ, દુખ દેણ ભારી,
જરાથી દયાલુ પ્યારી, મને મરતો બચાવ.
જોયું જ્યારથી આ મુખ, કામ આપે બહુ દુઃખ,
ગયો ચોરી મારૂ સુખ, પ્રિય પાછું અપાવ.
છું હું દાસ નીરાધાર, તું છે મારો સરદાર,
આવ ધસી ધરી પ્યાર, પ્રાણ ગલે લગાવ.

૧૨ અશ્રુમતી

જપતિ પ્રીતમની જપમાળ જુવતી જો અલબેલી
જોબન રસ રંગે જોની આ બની ઘેલી
વ્યાકુલ વૃક્ષના લિલે વ્હાલિ વેલી—જપતી.
તન મનમાં વ્યાપી રહ્યા જોબન વસંત જંગ.
રસ ભોગી રસીઆ રમશુ કયાં રસ રંગ.
જાણ્યું ન જડીએ, રસીઓ રંગીલો,
ચપચપ કરતા લેતીજા તું ચલેલી—વ્યાકુલ,
પેટ દુખે શીર કુટતાં સંકટ ભાન સમાય
બળતાને બાળી સખી હૈડે શું હરખાય,
આહા અકલાએ સાને છેલ છબીલી—વ્યાકુલ

૧૩ ઉમાદેવડી.

જા જારે શું રીસાય રસીલી નજર મીલાવીલે (૨)
ચટપટી ચીતમાં લાગી ચતુરા ચેહેરો જોવાદે,
હીરા મોતી માગ્ય મધુરી, ઝાંઝર ઝુમણા લે
મદન અગન તનમાં લાગેલી તુરત બુઝાવીદે,
સમતા નથી રહેતી રે સલુણી મરમ વચન મુકીદે
કલ્પલતા છબીલી તુજ છાયે, પામર પંખિ લે.

૧૪ વીણાવેલી.

ઉગ્યો સખી ! સૃષ્ટિનો શૃંગાર હાર,
આશ્ચર્ય આશ્ચર્ય જોવાને ચંદ્રમાં.

જેને પ્રેમઘેલી ભુમી નાર દેદાર,
જેને ડોલે સૃષ્ટિ આનંદમાં--ઓહો૦
ધન્ય ધરા સુંદરી ! તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિ પાઠ પઢાવતો સાધીને એકાંત.
ધરણી પડી પતીને પાય, શિક્ષા શિરે ધરેરે
ગુણીયલ ગોરી પતી ગુણ ગાય, શાન્તિ ચીતે સ્મરેરે.
ધરોને બહેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રિતેથી કરો સંસાર સુધારસ પાન--ધરણી૦
ચંદ્ર સુખે ચીડાઇને, તારાના મુખ સ્યામ,
સદ્દગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખી ! જેને પતિનું માન—તેના ગાંધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સનમાન રમે રામા રસીક લઈ તાન
ધરણી નાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામી પાય,
ચતુર ચંદ્રસમ ધણી મળે, જય જય ત્યાં ઉચ્ચરાય.

૧૫ કામસેન રસિક.

દા ઉઠીછે દુઃખની દીલમાં, શી રીતે ઠંડી થશે.
આશા લાગી છે જેમાં મુજને, શી રીતે પુરી થશે-દા૦
નજરે દીઠી મેં જે નારી, પરણુના જોએ સારી સારી
તો તો જીંદગી આ આકારી, કેમ કરીને પુરી થશે-દા૦
મેં તલવાર કે સીને મારી, તેવી જોને આ નેન કટારી
કમલાક્ષીનાં નયનાં કારી, તો ઘા કેમ કરી રૂઝશે-દા૦

૧૬ કરણઘેલો.

આંખલડી અણીઆળીરે, જરા નચાવ નખરાંવાલી
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
ભમર કમાન જરા ખેંચી ખુબીથી, ક્રોધ કટાક્ષ કર આલીરે
જરા નચાવ નખરા વાલી,
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
ચટક મટક અને ચટકતી ચાલ આમ, ઝાંઝરથી ઝમકાળીરે
જરા નચાવ નખરાવાલી,
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા.
લ્યો લટકો મટકો ચટકો આ, આલી સતાવો શું ઠાલીરે
જુઓ નાચે આ નખરાવાળી
નખરેરે તારા વાલમજીરે વશ કીધા.

૧૭ ગુમાન તારા૦

કેણનું કર્યું કંઇ થાય નહી સઉ કર્મ છે કરનાર—કોઇ૦
કર્મ સઉ કરનાર ન કોઇથી-કર્મ કદી ફરનાર—કોઇ૦
કર્મ કાગળ પુર્વ જન્મનાં દેધિ જમે થનાર
દીધા તેવા લેવા પાછા-એજ કર્મ વહેવાર—કોઇ૦
જમે કરાવ્યા હશે કાંકરા-મણી નથી મળનાર
જમે મણી તો વિશ્વ ધણીથી-ટાળ્યા નથી ટળનાર—કોઇ૦

૧૮ કામલતા

દીલ મારૂ માને નહી મનડુ ઠરે નહી ત્યારે કરૂ શું તાતજી ?
મેં જોયું ફરી ફરી જોડી મળે નહી, કોને વદુ હું તાતજી ?
નેણે પ્રીત ઝળકોરતી અહી આવતીજ શમાઈ ગઇ
ઉર્મી અંતર ઉછળી હતી નૃપ દેખતાંજ દબાઈ ગઈ
હીરલો અમુલ્ય ખરિદવા ઉમંગ ભર આવી અહી
પણ અંતર આકુળ ન ફુટયા પ્રીતી પ્રગટાવી નહી
છતિ આંખે દીવા લઇને પડી કુવામાં શું ડુબી મરૂં
તાતજી—દીલ૦

૧૯ વીક્રમ ચરિત્ર

મને સહાય કરશે મોરારીરે, વારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મારાં બાઇ તારી, બેની ચીન્તા કરીશ નહિ
સારી—મને૦
મંજારી બચ્યાંને બળતા ઉગારી મોક્ષ દીધો ગજેન્દ્રને તારી;
દ્રાૈપતીના ચીરપુર્યા થાશે તે સહાયકારી—મને૦

૨૦ શ્રીવિક્રમ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીરે, શોભે રજની સુંદરશી આજ
હેતે રમિએ સંગાથે સૈયર આપણેરે.
સૈયર કંકણો સોનાના કરે ધર્યારે,
માંહે જડયાં છે નીલમ મણી નંગ-હેતે૦
મળીઆં આજે આપણે, ધરી શોલ શણગાર.
કર કંકણ ચુડી ચમક, ચંદ્ર તેજ એક તાર.
હીરા રત્નથી જડીત ઉરહાર છેરે,મોતી ગુછલ લળકે બાજુબંધ-હે.
અંબોડા ફુલે જડયા, સરસેંથે હીંગળ
શીશા કુમ કુમ ચાંદલા, મુક્તા માલા ઉર.

આરસ પારસ મણી જડેલો ચોકછેરે, તેમાં વસતાં હૈયે
નણદલવીર-હેતે૦

પેર્યા ઝાંઝર પ્રીતથી, ઝણુઝણુ કરે ઝણકાર,
ફુરીએ સૈયર ફુદડી, આ રજની મોઝાર;
સખી વેલીઓ ફુલી વિધ વિધ ભાતનીરે, તેતો આપે છે શી
સુંદર સુગંધ હેતે-પુનમ૦

૨૧ પવીત્રલીલાવતી.

ભાઇ પટારો કેમ ઉઘાડયો, જોઈ કુચી બેસારી કેઇ.
સાહેબ બાપા બહાર ગયા છે, શું ગુંઝામાં ઘાલ્યું લેઇ
બધું ઘરેણું કયાં લઈ ચાલ્યા આમ કરી તસ્કરનું કામ
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ
ચબાવલા તું ચઢી ગયો છે પરની તારે શી પંચાત.
બસ બસ તારે નહી બોલવું હમણા પાછલ પડશે લાત
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર.
આવ રાંડના હવે અડાવા બંદાતો આ ચાલ્યા બહાર

૨૨ ઉદયભાણુ,

માન માયાના કરનારારે; જરિ જોને તપાસ તારી કાયા
પુછી જોને તુ પંડીત પુરાણારે કોઇના અમર છે. લેખ લખાણા
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા
સાણાતો સમજી અલગ થયા પશુ-બાલક બીચારા લપટાયારે
-જરી

લાખોની પાંખો ગઇ છે પીંખાઇ-જેણે મુછ પર, લીંબુ ઠરાયા
કાળના કોવાડેથી કોણ બચ્યું ભલે હોય રંક માહરાયારે-જરી
સંધ્યાના જેવા રંગ—સોનેરી વધ્યાને લાડ લડાયા
જોબનને તન ધન તેવાં સમજવાં પાણીમાના પડછાયારે-જરી

૨૩ મુળરાજ સોલંકી

ધીરી હાં ધીરી હાં બાલા ધીરી રે ધીરી.
એ સમય પણ આવશે નાવલો રમાડશે લડાવશે ખીલાવશે.
રસ રંગે ભીજાવશે—ધીરી હાં૦
સખીઓ સખી સત્વર આવો બાગ મહી કો ચોર, જણાયે
ચોર નહી તું ચોરક ચિતની તુથી તનમન સર્વ લુંટાયે;

કેહી કરી બોલાવશે પણ પ્રાણ કહી આ ભેટી રમણી.
એમ માળ પેહેરાવશે—ધીરી હાં૦

૨૪ વીક્રમ ચીત્ર

એ........માથે મટુકી લઈ જાઉં
પ્યારી લેહેરી લાલાને ફુલડાં પાંઉ—એ૦
હું ગોવાલણ નાંની નારી,
પ્યારો મારો છે વીહારી.
રંગે રમાડી રીઝાઊં—પ્યારા૦-એ૦

૨૫ મોહીની ચંદ્ર.

ધીરી ધીરી સુંદરિ જરા ધિરી,
તારા વાંસે લીધી છે ફકીરી, સુંદરી,
નયન મીલાવો પ્યારી, હસી બોલાવો
આપીશ આખી અમીરી ધીરી.
રૂપે રીઝાવું કહેતો સોને મઢાવું
દુર કર તું દીલગીરી—એજી ધીરી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા
સગા માડીના જાયા ઓ વીરા. કુંવર જરા૦
જેવી પોતાની તેવી નારી પરાઇ
પર સ્ત્રી પર ભવની પીડા— ધીરા.
રાવણ રોળાણો દુરીયોદ્ધન દબાણો
કીચકના થયા ચીરા કેયા કીચકના૦ ધીરા ધીરા૦

૨૬ વીણાવેલી.

સુંદીર શામળીયા, નામ જપીશ નિત્ય તારૂ
મનહર ના મળીયા, કાશી કરવત ધારૂં,
શામળા શણગાર હમારા, કાળજું હૈયું કામણગારા
વિનવે કરગરી દીનદારા દર્શ દો દિલદાર તમારા,
કયાં હું કહું દુઃખ મારૂં—સુંદર૦
આસપાસ નહી વાસ નીહાળું, અલહ ત્રીભુવન ભાસ
તું કાળું
નીરખું નહી કદી મુખડું રસાળું, જઇ હીમાલય ગાત્ર હું ગાળું,
સાક્ષી દેવ દયાળુ—સુંદર૦ ·

૨૭ પવીત્ર લીલાવતી.

પ્રીતી પાતરની કરનાર, સરવે મુરખના સરદાર;
નીતી નીપુણ ગણે નાદાન, પીડા પામે અપરમપાર; પ્રીતી.
જેની સાથે જવતલ બાળી, માત પીતા પરણાવે
એને ત્યાગી નીરભાગી નર, આપણી પાસે આવે પ્રીતી
પત્ની સુખ પક્વાન સરીખું, તૃપ્ત થયા નહી તેથી.
ગણીકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી, પ્રીતી.
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
સ્વાન સમાન સદા અથડાઈ, મોત વગર તે મરશે. પ્રીતી.

૨૮ ચંદ્રહાસ.

થયાછોરે પતી તેજ પ્યારી તનના, ઉર હસી વરી આજે.
છેલ છબીલા, રૂપ રંગીલા, રાજપુત્ર, પ્રખ્યાત,
જોવા બાગે. અનુરાગે, ચીત લાગે. કેમ ત્યાગે પ્રભુ
મેં તનમન તમને અરપ્યું થઈ રાજી—થયા.
કૃષ્ણ કૃપાએ તમોજ મળીયાં, દીલમાં જે ચીત આહ
તેનું નક્કી, તોતી વક્કી, નીશા પકકી વીધી લખી,
પ્રીયા ઉત્તમ તન બની દેવ સુંદરી, પદમણી મળી આજે
મહેલ જતાં તેદી તરછોડી હવે ન મુકું હાથ;
વાલો આવું, મન ભાવ્યું કેમ નાવું પ્રીય કહાવું.
હવે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે. થયા.

૨૯ ઉદયભાણ.

સાહેબા સલુણા નાની નણદલના વીરા,
લાલ લટકાળા મને (૨)ઝાઝા ઝાઝા ઘાટ ઘડાવો મારા સાહેબા
સરખી સૈયર મળી હાંસી કરે છે,
લાજી મરૂં બાઈ (૨)વેલા વેલા સોનીડા તેડાવો મારા સાહેબા
નાનું શું નાથ એક ઝુમણું ને માંહી ઝીણા ઝીણા હીરલા જડાવો
નવસેરો મોતીનો હાર મારા સાહેબા ઝીણા ઝીણા લીલમ મુકાવો.
જોગવાઈ જાતની જેમ હોય મારા વાલમાં કંકણને માણેક મઢાવો
ગરીબ જાણીને બાળકબુધે શું કહીએ બસ આટલેથી મનવાળી રહીયે
બાકી આબ મોરી એક પાણી માગી લઈએ—સાહેબા સલુણા.

૩૦ સૌભાગ્ય સુંદરી.

પહેરી ચોળી લટકાં મટકાં કરતા આવ્યાં,

રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યાં,
ઝાંઝરને ઝણકારે, કર કંકણના ખખડારે,
કાજળથી નેત્ર દીપાવ્યા—પ્હેરી.
હવે શરમાવો ઠાલા, શાને દીયરજી મારા
બોલો બોલોજી બોલો, બોલો,
મેં કેવાં તમારા નખરાં તો જણાવ્યાં-પ્હેરી

૩૧

બટવા ગુંજન દેરે મીઝાજવા—બટવા.
આજ મોરે બાળેકા બાળા જોબનવા--બટવા.
ચીકનેમ ચીકના પીંપળકાં પતવા દુસરા ચીકના ઘીઈ
તીસરા ચીકના ગોરીકા જોબના; યાગેકા લલચાય જીવ
— આજ.
નદી કીનારે પલંગ બીછાયા, પાયા ડુલ ડુલ જાય
દીલ પાપીકી નજર લગી મેરા પડદા ખુલ ખુલ જાય-
એજી
નદી કીનારે બગલા બેઠા ચુન ચુન મછલિ ખાય
બડી ગંદીને ડખજ મારા, તલપ તલપ જીવ જાય;
--આજ.

૨ સોભાગ્યસુંદરિ

ધિમાં ધિમાં ચાલોને નારા પ્રાણરે,
ગગ નાજુક તમારા આ મચકાઇ જશે. કમર લચકાઇ જાશે,
ઓ સુજાણરે--ધીમા
નાજુક વેલી ફુલ સમી કોમળ આ તુજ કાય,
ધડકે છાતી શ્વાસથિ એ ચંચળથી આળખાય,
પરસેવાના બીંદુ આ બાઝયાં મુખે,
મુખ રાતું થયું થાક અતિ દુખે.
આ છાતિપરે લ્યો વિસામો સુખે, ઓ સુજાણરે--ધીમા.

૩૩ ભજનરત્ન.

તમે સુણો અરજ ઉર મારિરે, ઘરમાં ગરવાને ગરનારિ
કહે છે ચોળિ શીવડાવો, રેશમી સાડી મગાવો;
ગજરા બંગડી કરાવો પીયુ મારિ,
એની ખાતર હું કરતો લાચારિ;

કમાંથ શોધિ લાવું વસ્ત્રો ભારિ,
ગયો હું હારિ, હું નિજનારિ, આવિ દશા થઇ મારિ.
—તમે.
થાશો ન કોઇ ઘરબારિ સંસારિ, પ્યારિ પરણિથિ થાશો ખુવારિ
શિક્ષા સારિ, માનો જો મારિ, આથિ એકેલિ જીંદગી સારિ
—તમે.

૩૪ મુલરાજસોલંકિ.

ગુલાબી મધુ બીજો મારા લાલ.
મારા રંગભીના મહારાજ,
મારા રસિક છબીલા રાજ, ગુલાબી.
કામની કેરો કંથડોરે જોબનિયાનું જોર
રસીયાનો રસ પ્રાણ છેરે મીઠા મધુનો તોર; ગુલાબી.
એક બુંદ બંદન હરેરે પ્યાલો હરે સહુ પાપ,
શીશો સગરનો સાથીડોરે આપે આનંદ અપાર ગુલાબિ.

૩૫ પવિત્ર લિલાવતી.

સખિઓ નિજનિજ નિતિ ધર્મ સદા સંભાલીએરે.
પરમ પવિત્ર પતિવૃત પટકુલ કરી પરીધાન;
સાસુ શશરા માત પીતાની સેવા સાચવજોરે
ભાવ શહિત ભકિતથિ નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથિ ઉભય સકુળ અજવાળિ એરે. ટેક
નજરે નજર નવ જોડીએ, નાથ વિના નર શાથ,
પરનરને નવ આમીએ, તાલિ હાથો હાથ.
હમવું રમવું જમવું એકાન્તે નવ બેસવુંરે.
પતિ વિણ પતિના પણ સદા મિત્રોની સુંગાથ, એવા.
નાથ વિના કરવી નહિ વિનોદ ક્રિડા વાત
વિધ વિરૂધ નવ વર્તવું ભલે તાત કે ભ્રાત,
શજનિ અસર થવું નહી સુંદરિ શદ આચારથિરે
નિરલજ નટખટનિ સોબત તજવી સુજાત. એવા.
કુસ્ટી કદ્રુપ કુબડો, નિરધન નિરબળ કાય,
મતિહિણ પતિત પતિ મળે, એ શતિને સુરગાય,
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધુ ઓઢિએરે,
સુખકર શાચવીએ સૌ શાથે શંપ શદાય; એવા.

ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહિ, વડીલથી વિવાદ;
ચંચળ ચાલ ચટક મટક ચતુર ચાલ ચાલીએરે,
શિવ સુત કેશવની શીખામણ અંતર યાદ, એવા.

૩૬ ઉમાદેવડી.

નથી જગતમાં સાથ સબંધી વિના ત્રિભોવન નાથ
શુ ફોગટ ફાંફાં મારે મુરખડા, ભરે આભથી બાથ
કમળ પત્રપર જળ બિંદુને સુકાતાં શી વાર
શ્રાવણની જળ ભરી વાદળીઓ વીખરાતાં શી વાર
જીવતર સમજવું તેવું આખર ન લેવું દેવું
જીવ જવુંછે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ
પંથી જીવ પામી ગયો નર ભવ નગર બજાર
સોદાગર સમજી જઇ કરો પુન્ય વેપાર
જીવ જવું છે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ.

૩૭ ઉદયભાણ.

પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા...લી
મનને ભાવે તે કરજોરે પુન્યશાચા...લી
તરસ્યાને ટીંગાળવા, પડદે રાખી પ્રીત,
પુછયું પ્રવીણ પંથીએ, કોણ ગામની રીત
શુભ સંદેશા લઇ સચરજો હું આ ચા...લી
માહા મહીનાનું માવઠુ, જંગલ મંગલ ગીત,
સમય વીનાનું બોલવું, ત્રણેની એક રીત
વેલા મંડપ માંહી મળજો હું આ ચા...લી

૩૮ વિજ્યા વિજય

ધન ભાગ્ય પધાર્યા ભમરા—છો દિલહર ડાહ્યા ડમરા,
કમળાપતિ આપ હું કમળા રસિયા રસિક શણુગાર.
તું પ્રેમ બતાવે ખોટો—પાતર ધર પ્રીતે તોટો;
નહિ ગુલાબ હજારી ગોટોરે તું—છટકેલ છકેલી નાર.
શણુગાર મજા નહી માની—ફોગટ સમજો જીંદગાની
છે ધરમ કરમ ધુલધાણીરે—સુંગાર—રસીઆ૦
છે વિષય વિષનો પ્યાલો—જમપુરી નકકી જ્યાં ઝાલ્સો

ભવ એળે મદનથી મહાલ્યોરે-છટકેલ છબેલી નાર;
હજુ કુંવર તમે છો કાચા—નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ૦—રસીઆ.

૩૯ પવિત્ર લક્ષ્મી

નયન મીલાવી લે એ છબીલી નયન મીલાવી લે,
ચટપટી ચિતમાં લાગી ચતુરા ચુંબન કરવા દે
મોતન માલા જરીયન સાડી જે જોઇએ તે લે—રસીલી
લગન લલના લાગી રહી તુજ ચ્હેરો જોવા દે
નાજુક વેલી કોમળ ખીલેલી કળી ચુંટવા દે-છબીલી
મદન અગન અંતરમાં લાગી જલદી બુઝાવીદે-છબીલી
આલીંગન આપી અલબેલી ભેટ પ્રેમની લે-છબીલી
અધરામૃત રસ પાન કરાવી મધુર વચન સુખ કહે-રસી.

૪૦ માધવ વિલાસ

બળું છું પ્રેમ આગમાં [૨] મને કોઇ બચાવોરે;
કોઇ બચાવોરે, બેની મારી વારે ધાવોરે. બળું છું
હેરાન છું બેભાન છું મુને શીદ સતાવોરે,

૪૧ અશ્રુમતી

શું નટવર વસંત થઇ થઇ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો.—શું૦
કોયલ મધુર મોરલી બની છેડે નટવર કાન;
વિરહ ઘેલી ગોપી ગણું તજી નીકળી અભિમાન.
રસિયા વિનાની બાળાઓ બાવરી;.
વેણું વસંત ચિત્ત વિંધી ગયો-શું૦
સિતળ સુખકર પવનની લહેર ઘુમે ચોપાસ
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ.
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ધમકેરે;
મીઠું મીઠું મેનાના નાદ ઝાંઝર ઝમકેરે.
નવ પલ્લવ વાઘા ધરી પચરંગી શિરપાઘ;
ફાગ લાલ સાથી રમે મદનરાજ મહાભાગ્ય,
લ્હેરી લાલાથી રમે લલનાઓમાં લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો-શું નટવર૦

૪૨ વિક્રમ ચરિત્ર

મારા રામ ગયા છે વનવાસરે;
નેણુમાં નિંદ્રા ન આવે જરી, મારા.
હંસ વિનાનાં મારાં સરોવર સુનારે
વાઘ વિનાની વન વાટરે. નેણુમાં
પંખી વિના મારાં પીંજર સુનારે;
મંદિરીયાં સુનાં સીતારામરે. નેણુમાં

૪૩ રસિક મણી

બાલીલા બેગે આયોરે, મોરો જોબન બીતો જાય; બા.
ચંદા તેરી ચાંદની, સુતી પલંગ બીછાય;
જબ જાગું તબ એકલી, મરૂ કટારી ખાય. બા.
પ્રીતમ પ્રીત લગાય કે. છોડ ગયે પરદેશ;
જાવું વાકે યાદમે, લઉં જોગનકા બેશ; બા.

૪૪ બારિસ્ટર.

પથ્થરને મુરખો પુજે, તાંબુ ટીલા લઈ કપાળ;
વહેમોની વાતો મુકે પ ળાવે નાનાં બાળ;
કરે બદકામ, બોળે હિંદનામ, ઠરે નિચઠામ, મુકેછે નામ;
લીયે જુઠ દામ, મળે શું આરામ, વા છે હિંદુ તમામ.

૪૫ સુંદરવેણી.

ગરબે રમવાને ગોરી નિસર્યારે લોલ;
રાધિકા રસિલી જેનું નામ અભિરામ વ્રજ વાસણીરે લોલ
તાલી દેતાં વાગે ઝાંઝર ઝુમઝુમરે લોલ,
રમે રમે ગોકુલની નારી માયા સંગ પ્યારીરે
ઘુમેઘુમે શ્યામને શ્યામ તેપર જાઉં વારી રમે સાહેલીરેરાધીકા
સજી સજી સોળે શણગાર ઠમકતી ચાલેરે,
ભજી ભજી નંદલાલનું નામ ગોકુલીએ ગામ અતિશે માલેરે

૪૬ ત્રિવિક્રમ

સુખ નહી બોલે બોલા તમારી પ્રેમ તણો જે પંથ;
બાના સુખને જો ઇચ્છો તો, અરપો યોગ્યજ કંથ. બા.
દ્રવ્ય ન જોશો, મહેલે ન મોહશો, જોશો ન કુળ અભિમાન
વિચારે જો જો, વયને જો જો, રૂપ સુરગુણખંત. બા.

કરી પરિક્ષા પછી સોંપજો, નિજ દુહિતાનો હાથ.
ના લાયક વર દેશો તો, દુઃખે આવશે અંત,

૪૭ જગદેવ પરમાર

થઈ ઘણો વિદેશ વિખ્યાત ઘરે વિર વેહેલો આવજે. [૨]
મારા બંધુ કીરતી ગજાવજે. થઈ૦
મારી રઢીઆળી વીરમતિ, માટ ચુડામણી લાવજે, મારા
તને સદા અંબીકા સહાય, પરાક્રમી કહાવજો. મારા
થઇ રણમાં આગળ વીર, વીર તું કુળ દીપાજે, મારા

૪૮ ભરથરી

અયે કમજાત પીંગલા તેને, બહોત દગા દીયા;
ભાઇ જેસાભાઇ મેને દેશ નિકાલ કીયા. અયે
તેરેપર ઇતબાર રખા, તેં બુરા કીયા;
જન્મ મેરા આજ તેં ખરાબ કર દીયા, અયે
નિરદોષ મેરા બંધુ માલવ દેશેસે ગયા;
નઠોર કઠોર નારી જાત, દિલમેં નહી દયા, અયે

૪૯ ચંદ્રહાસ

વટસાવિત્રી વ્રત આજ, પુરણ કરીએ રે;
લઇ કુમકુમ અક્ષત હાથ, ફરતા ધરીએરે;
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણે અંગે રે,
કરો પુજન વડનું આજ, સૈયર સંગેરે
વિધિ આ વ્રત તણીરે, સાચવો તમો;
તો મગળ તમારૂં થાયરે, આયુષ્ય પ્યારા પતિનુંરે વધારશો
શાસ્ત્ર વિશે સુંદરતા શી એની લખી
તેથી તમારૂં રૂડું થાયરે, આયુષ્ય પ્યારા પતિનુરે વધારશો
કકણ કર વિશે ચમકે તમારાં, અંબોડા શિરપર શોભેછેસારા
એ સૌ રહેશે રૂપાળાં, વ્રતની વિધિ સંભાળો
ઝાંઝરનો ઝમકારો તમારો, લટકો મટકો ને ચટકો તમારો
બટકો હોયજો પ્યારો, વ્રતની વિધિ સાંભળો

૫૦ મદન-વસંત

કહું વાત હું વિગતે વિચાર, વનિતા વખત વધુ ન લગાડ
કર ધરીને કરંવર પ્યાર, વનિતા! વખત વધુ ન લગાડ
રંગ રમાડું, સંગે જમાડું, પ્રીતિ ચખાડું રીતિ દેખાડું

રસમાં ડુબાવું નાર, વનિતા ! વખત વધુ ન લગાડ.
વિધ વિધ સાડી, પહેરાવું દાડી
કમખાને ચોળીને ચણીયોને નાડી
હાર હીરાના ને માળ સુંવાળી
ઝાંઝર ઝુમણું મોતીની વાળી
ખવરાવું પકવાન, થા તું તો જાડી
પગમાં બે જોડા ને છતરી લે કાળી
ચડવાને ગાડી ને ફરવાને વાડી
હું તારો લાડો ન તું મારિ લાડી
હું તારો પાડો ને તું મારી પાડી
મીઠા મીઠા મેવા ને જોઇ જોઇને સેવા
લહેરાજીના વીડવા, નહી ખાવા કે પીવા
તું ચાલને થા તૈયાર વનિતા૦—કહું૦

પર સતી સુંદરબા

અરે આ અબળાનો પોકાર નથી જરી સાંભળો રે
કહું હું કરગરી સોસો વાર વાર વ્હેલા વળો રે
દુખયારી આ નાર બીચારી રે......જ રડે
સ્વામી તમવિણ સતીના સંકટ કો...ણ હર
કર કરૂણા કીરતાર—અરે૦
સીતા સતી તારામતી દમયંતી દેહ દુઃખ વેઠતી
સતીઓને દુઃખ આવે અતી પણ સત્ય કદી નહિં છોડતી
ઘડી સુખને ઘડી દુઃખ એવી આ જગતની છે રીત
ધીરજ ધરોને બાઇ ધાશે સહાય શ્રી સીતાપતી—અરે.

પર સુશીલા

હું ક્ષત્રિય કેરા તન, પાપીના પરાજય કરૂં રે
ગરજાવી મુકુ હું ગગન, ત્યારેજ અન્નમુખ ધરૂં રે;
દુશમન વિડારણુ કાજ, પાપીનો પરાજય કરૂં ર;
અવતાર ધર્યો મેં આજ, ત્યારેજ અંન્ન મુખ ધરૂં રે;
નથી બીતિ ચિત્ત મોઝાર, પાપીનો પરાજય કરૂં રે;
મારી કાપી કરૂં હું ઠાર, ત્યારજ અન્ન મુખ ધરૂં ર
હજી છે શુરવીરનો અંશ, પરાજય કરૂં રે;
પૃથ્વી નથી ગઇ નિરવંશ, ત્યારે અન્ન મુખે ધરૂં રે.

આશા મુકી નથી હજી ભાન, પાપીનો પરાજય કરૂં રે.
શશિએ નથી બદલ્યું સ્થાન, ત્યારેજ અન્ન મુખ ધરૂં રે.

૫૩ કનકતારા.

પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલીહારી
સભી જહાંમે પૈસા સબપર કરતાં તું સરદારી
તેરે બિના ન ચલે કીસીકા તેરી સુરત પ્યારી.
તેરી ખાતર હમને સરપર ઉઠાઇથે દુશવારી
પૈસેવાલે ખુબસુરત બિન પૈસેવાલે મુરખ
આયે બારેતઆલા તેરી અજબ બની હુએ કુદરત.
પૈસેવાલોંકી સભી કરતે તાબેદારી.

૫૪ સુંદરવેણી

સિપાહ તેરી નાદીરશ કહુંગી પોલીશમેં
તેં મેરા બદલા ચુકાયા—બે પટવે નાદીરશ
બદલા ચુકાયા આંખોંકી ચુરાહ
જોબન લુટાયા સુરતને બે પટવે—નાદીરશ

૫૫ કામસેન રસીક.

ચંદ્રમુખીને એકલી મુકીને હું આવ્યો અહીં
પ્રિતની જાળ તોડીને છુટ કીધા મેં પ્રીય સહી
શીક હો છે ભવનું ધીક્કાર ફરવાનો અહીં
સાચુકી પ્રિય પતિને જે છોડીને હું આવ્યો-અહીં ચંદ્ર.
સારી અવસ્થા દીધી છોડી જતાં પ્રિયા તને
નીરજીન થઇ હવે કરૂં તેથી ભલુ મરવું અહીં-ચંદ્ર

૫૬ માનસીંહ અભયસીંહ.

ફેંકી દીધો જ્યાં કીરતારે પછી કોણ ચડે ત્યાં વારે
આપે દુઃખ તે મરજી ધારે. વિધી હોય પ્રતિકુળ ત્યારે
રહેવા દે ન ક્યાંય કરારે, આવી પીડા આવે જ્યારે,
સુંઓ ક્યાં જઇને પોકારે, પકડી ખુબ કદિ જો મારે
તેવી પીડા થઇ છે આરે. અરે પીડા થઇ છે હાય?
અરેરે પીડા થઇ છે હાય! ફેંકી૦
રાજ ગુમાવ્યું એજ આજમાં, એશઆરામ કરતાં કરતાં
ભાઇ ગુમાવ્યો [illegible] જંગલમાં ફરતાં ફરતાં
દુઃખની બાદલ જેવા સ [illegible] સહતાં સહતાં,

કયારે મળશે ભ્રાત રક્યો છું, બસએ આશા ધરતાં ધરતાં
હકીકત જે કંઈ આપે જાણી, એ છે મારી દુઃખની કહાણી.
કહેતાં આવે આંખે પાણી;
શાંત તો થવાના દુઃખ થાય હાં ! હા !
જીવથી જવાયના દુઃખ થાય હાય હા ! હા !
જો સુખીઓ ધારોતો હું છું જો દુઃખીઓ ધારો તો હું છું.
ધીર ક્ષત્રી બાલક હું છું રહું છું આ અવતારે કંડી૦

૫૭ રસિકમણી

ચલરે ગાગર ચલરે ગાગર જમુનાજી જઈએ;
જમુનાજી રળીઆમણારે ગાગર ઘુમે ચલરે૦
પાણીડા જાઉં તો મને તડકોરે લાગે
સાહેબા ચંદરવા બંધાવો, ગાગર ઘુમે, ચલરે૦
સેરીએ ચાલું તો મને કાંટારે ભાગે
સાહેબા ગાલીચા હલાવોરે ગાગર ઘુમે ચલરે૦

૫૮ સોભાગ્યસુંદરી

પીલે શરાબ મજેદાર મેરે યાર પીલે૦
જાહીર કિસકો જામમેં લાવે
રંગત ઉડાવ હજાર મેરે યાર પીલે૦
દહેત સાસકો ગર્દ કરતહે
શરદમેં બહોત બહાર મેરે યાર પીલે૦

૫૯ કુંદબાળા

જાઓ જાઓ એવી પાપી વાણી બોલતાં લજાઓ
કાળુ મહોડું ધરી આવતાં શું નહી શરમાઓ જાઓ.
છોડી મુજ પ્રાણધાર કરૂ બીજા ભરથાર
છોડી ધરમ વિચાર, તજી દઈ સાચો પ્યાર
વસાવું પાપી વિકાર, મુજ અન્તર મોઝાર
કરતાં એવો ઉચ્ચાર, જાઓ લજાઓ લગાર જાઓ.
પ્રીતમની પ્રીત નહી જીવગયે પણ છોડું
અવર પુરૂષ સાથે કદી પ્રેમ નહીં જોડું
રહી સત્ય ધરમે ચહી પ્રાણ પ્યારો
સાહો સંકટો એસહી સહ વિચારો
નહીં હું કદી થાઉં તાબે તમારે

મને કાંઈની છે ન પરવા લગારે જાઓ૦

૬૦ ચંદ્રહાસ

ડરમાં તું દીલસાથ છોકરા, ડરમાં તું દીલસાથ
તુને કોઈ ન મારે લાત, છોકરા૦
તુંને સંભાળું પ્રીતિથી પાળું ચાલ તુને મારા મેહેલ દેખાડુ
ઘરેણાં વસ્ત્ર સારા સારા કાઢુ, ચાલ તું જો મારા મેહલના ચીત્રો
રમકડાં રૂડાં ન્યારા વીચીત્રો, અરે મારા કેવા છે કંકન હાથ
જોજે મારે કેવા કંકણ હાથ – છોકરા
તમે માયાળું દીલદયાલું સોના દક્ષા વીના હું નહી આવું
માત પીતા તમ ભ્રાત કોપાઃ નૈનયાજી એવું સત્ય કહું છું
નાના નહીં હું તો ત્યાં નહી આવું, તમે મુકો મારો હાથ છો૦

૬૧ ત્રીવીક્રમ

રૂમ ઝુમ ઝુમ પગ દઇ પ્યારીરે ફરીએ
આ પ્રીત નવી આ પ્રીત દીલમાં ધરીએ
હો મધુર સુધારસ પાન તમારૂં સ્નેહ થકી કરીએ
કર્યું રાજપાટ કુરબાન તમોને જોઇ
તમ વિના પ્રેમદા ઉમ્મર આટલી ખોઈ
તો પ્રાણ દીધા છે તમોનેરે વરીએ
હો મધુર સુધારસ પાન તમારૂં સ્નેહ થકી કરીએ.
જઇ બાગ વીષે તમ રાગ રાગણી સુણીએ
રૂતુ રૂતુ તણાં શંગાર સુખ ભોગવીએ
હો કામ કળા રતી પતિને રીઝવીએ હો

૬૨ લીલાવતી

કામણગારી નારી કહેને મને વાત તારી રે
છેલછબીલી છબી ફાંકડી આ દીસે અદ્ભુત
ગુણ હીણો ગામડીઓ બુહો એતો ભમતો ભુત કામણ
ચતુર વીચીક્ષણ તું ચતુરા ને ધણી મુરખ સરદાર
ચંપકવરણી કેમ ચાલે છે ગમારથી ઘરબાર કામણ

૬૩ ઉમાદેવડી

તારી નીંદન્મ ગઇ તારૂં જીવતર ઝોલા ખાય હો હંસા
જોબન ધન જાશે જરૂર ઉડે જેમ કપુર
ભગવતને ભજ ભાવથી શું હંસા ચાહે ધુળ

અહોત ગઈ થોડી રહી ચેતન કાંઈ ચેત
કાળ ઉંદરડો કાતરે તારૂં ઉતમ આયુષ્ય ક્ષેત્ર

૬૪ ઉદયભાણુ

બાળાં ભોળારે કુમારકા અમે પરણીને પસ્તાયાંરે;
પહેલાં થઈ ફુલી થયાં ફાળકા, લુગડામાં લરખાયાંરે;
ચાર દીન વહુ લાડકા, મનમાં મલકાયારે
બન્યાં એકદમ કાળકા અંતરમાં અકળાયાંરે
મ્હેં તો જાણ્યું કે બાઇ ફુલડે પુજાઇશું
ખાજા જલેબી નિત્ય નિત્ય ખાઇશું
મ્હેં આગલથી મનમાં ધાર્યું, માન મહી મરડાઇશું
નણદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભુ પાઇશુંરે
મોહન મળીયા, વાતમાં વઢીઆ......
નળીયા ખખડીયાં, વાણી ઉચરીયાં (લે રાંડ દીવો)
મ્હેં કહયું ઉંહું (૨)
ચડસમાં ચઢીઆ, ખુબ કકળીઆ
ઉંહુંનું ઓસડ-ધોકા પડીઆ-પરણી
પરણ્યો પીટયો પર ઘેર ભટકે, ઘરમાં ન ખાવા પીવારે
વરણાગીમાં વાંકો હીંડે, પતિ એવા કુળ દીવારે
ઓશીઆળાં ખાઇએ, હેયે સીઝાઇએ પંડે પીડાઇએ
તોયે આ બાઇરે-ધોકે ધીબાઇએ-પરણી

૬૫ ગુલઝારેમોઆકે

મોહોલે પધારો મહારાજ મણીધર મોલે પધારો
વહાલા પધારો વૃજનાથ મણીધર મોહોલે પધારો
કરી રાખીએ એકઠી ઘણા દીવસની ઓડ
રાજ મલેતો કીજીએ આવી રહી મારે કોડ
મણીધર મોહોલે પધારો
હું પણ દાસી બાવલી બાહયા પ્રભુની લાજ
જોબન લેહેરે જાય છે માંણોને માહારાજ મણીધર
હું સરખી બહુ આપને મારે તો એકજ આપ
રહેવાતું નથી રાજવીણ કોને કહુ પરિતાપ મણીધર
સેજ અમારી ફુલડે આનંદ ઉર ન સમાય
પ્રાણજીવન ત્યાં પોઢશો હુતો તલસીસ પ્યારા પ્રાણ

મણીધર

પ્રીતમદાસ દયાતણા શ્રી વ્રજરાજ કુમાર
ઘણા દીવસની હોંસ છે પુરો પ્રાણ આધાર
મણીધર મોહોલે પધારો

૬૬ ક. ચ.

કાનુડો ન જાણે મારી પીત બાઈ અમે બાળ
કુવારાં રેકાનુડો
જળરે જમુનાના તીરે હું તો ભરવાને ગઈતીરે
કાનુડે ઉડાડયાં આછા નીર ઉડયાં-ફરરરરરરે કાનુડો
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે
સોલસે ગોપીના ઝાલ્યા ચીર ફાડયાં-ચરરરરરે કાનુડો
હું તો વરણાગી કાના તમારારે નામનીરે
કાનુડે તાણીને મારયા તીર વાગ્યાં-અરરરરરે કાનુડો
બાઇ મીરાં કેછે પરભુ ગીરધરના ગુણ વહાલા
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી-ફરરરરરરે કાનુડો

૬૭ કળાવતી

શું બાઇ કરમાવો કોમળ ગુલાબની આ ફુલ
યોવન નવરંગથી કાંઇ ખલતું ટાંકે શી લાલી અમુલશું૦
રંગનો રસીલો વેગલો આવીને મળશે ફીકું પાડે
ધીરાં નયનોથી નયનો મીલાવી ખીલવશે પ્યારૂં આગુલશું૦

૬૮ નવલ કુસુમ

સ્વીકારો સલુણી મારા પ્રેમની નીશાની
મન મોહના હું માથે ચઢાવનું સ્વીકારો
એ નિશાનીથી બંધાણી સાગ નાથથી સદાની
મનમોહના હું જીવથી જડાઉં-નિશાની
હવે તો હું તારો, તું મારી સદાની
સાક્ષી સુજાણ દેવ, લંગ્ન કીધાની
થઇશ હું સુશાણી, થઇશ હું ગુશાણી થઇશ હું
ગુશાણી. સ્વીકારો૦

૬૯ જુગલ-જુગારી

આવો અલબેલાને મારા વ્હાલીરે વ્હાલીરે વ્હાલી
પ્રીત વ્હાલીરે આવો૦

વસ્ત્ર કરાવો, ઘરેણા ઘડાવો
મોતીડે મઢાતો મન ખાલીરે, ખાલીરે
ખાલી મન ખાલીરે અમો૦
નેહની નજરે નાથજી મારા
નારી બને ઘેલી કાલી રે
કાલી રે કાલી ઘેલી કાલી રે અમો૦

૭૦ ઉમાદેવડી

છોડો છોડો છબીલા, જાઓ હઠો હઠીલા
મારી લુટાશે નવલખ લાજ—છોડો૦
તમે મ્હોટા પુરૂષ મહારાજ,પાણી પ્હેલાં બાંધી લ્યોને પાજ
વાહ વાહ વચન રસીલાં, તારા નયન રંગીલાં
ગોરી ગાળ ગરવને ગુમાન—રસીલી પ્યારી૦
લાગે જેને પ્રીતનુંજ તાન,ગણે નાના મોટા સૌ સમાન ગોરી.
કંથને કંથે જગમાં બધા, વિરલા પાલણ હાર;
પ્રીત ભગત ભામા સદા, વચન નિભાવણ હાર,
મુકો મુકો માનુની ગુમાન, શાણા દાસોષું તારી સુજાણ
ચાલો ચાલો ચતુર પ્રિય પ્રાણ—છોડો૦

૭૧ બાહારે ગુલશન.

કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગએ.
એકતો મેં નેના કસુંબી કસુંબી રંગ હો ગએ. ( બેવાર )
કાં કાં જાગે સારી રાત નેના કસુંબી રંગ હો ગએ.
એકતો મેં રાજા મેં રાજાકી બેટી (બેવાર)
મેરા સૈયાંહે નાદાન નેના કસુંબી રંગ હો ગએ
એકતો મેં પાનો મેં પાનોસે પતલીમેં પાનોસે પતલી [૨]
સજ્યાહે સોલે સણગાર મેં નેના કસુંબી રંગ હો ગએ.
એકતો અંધેરી અંધેરી અંધેરી સી રતીઆ [૨]
બની છાયાં ઘમઘોર નેના કસુંબી રંગ હો ગએ.
એકતો મેં બાલી મેં બાલી મેં બાલીસે ભોળી [૨]
મેરા સૈયાંહે નાદાન નેના કસુંબી રંગ હો ગએ.

૭૨ વીક્રમચરીત્ર

કોઈ દુધ લ્યો દિલ રંગી

શોખીલા શાણા ઉમંગી હો, કોઈ૦
કેફી પીયે કસુંબલો, ગાંજો પીએ અબુધ;
દારૂ દીવાના પીયે, દાના પીએ દુધ-હાં-કોઈ૦
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીયે કાયા હેમ-હાં-કોઈ૦
ગોરી ગવરી ગાયનાં, ગોરાં મારાં દુધ
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દિલ છે શુદ્ધ-હાં કોઈ૦
હેમ કટોરા હાથમાં હાથમાં માંહી અમૃતસાર
ચતુર હોવતે ચિંતવે ગુણ સમજે ન ગમાર
તુજ મારે કે ઉગારેથી અથવા પાપોને સંહારે,
કરીને ભવસાગરથી તારે, ખંતેથી૦

૭૩ ભરથરી.

કામછે દુષ્ટ વિકારી અહાહા પ્રભુ કામ છે દુષ્ટ વિકારી,
હરિ સમાન પતિ આત સુંદર અધ પાળથી છે યારી. અહા૦
પ્રભુસોને ત્યાગી એકનેજ ચાહે તેના ચીતમાં છેજારછીનારી. અ.
ધીક બાઇ તુજને ધીક તારી બુદ્ધિ વિપરિત વાત વિચારી. અ.

૭૪

સખી વીરહી જનની પીડ વિરહી જાણે છે,
જે પ્રિયા છે પ્રિતમ પાસ ઉર નવ આણે છે,
સખા સાસરીએ ઉપભોગ માનની માણે છે,

૭૫

શોલંકીનો સુત મનને તાણે છે,
ચંદ્ર ચટયો આકાશમાં ચંદ્ર રૂતુ શણગાર,
રામા લેતી રાસડા મનોજ કેરા માર મનડું થોભે છે. સ૦
સખી પરાક્રમી પરમાર ચીતડું શોભે છે,
વરવા એ ભરથાર માનતો થોભે છે. સ૦

૭૬

જાગો છોગા છબીલા હઠો હઠો હઠીલા
મારી લુંટાશે નવ લખ લાજ,
તમ મોટા પુરૂષ મહારાજ પાણી પહેલાં બાંધી હવોને પાજ
ચાવા વચન રસીલા તાજા નયન રંગીલા,
ગોરી ગાલે ગરવને ગુમાન

૭૭ સૌભાગ્ય સુંદરી.

જાશો કયાં હઈ વચન નહીં કરવા દઊં ગમન,
ધીરે ધીરે ખસવું નથી ઘટતું, પ્રાણધન પ્રાણધન
વરસાવી પ્રેમ ઘન, નરસાવો કાં નયન,
શું રતી પતી થાયા થાવા મન થાય એન જાશો૦

૭૮ ભરથરી.

ભરથરી ભ્રાતા વિચારીને તમે કરો હું પર કોપ,
વણ અપરાધે (૨) તમે વદો વચન આરોપ ભર૦
છો શીર છત્ર (૨) નવલોપું નીતી ધર્મ,
બંધુ પત્ની મમ માત છે કયમ કરૂં અવહિતજ કર્મ ભ૦
કડું વચન બાણ [૨] શીરપર મુકોમાં કાપ,
આગળ વાત વિચારતાં ભાઇ પામશો પશ્ચાતાપ, ભર૦
પાંડવમાં ધર્મ [૨] લક્ષમણ ને જેમ રઘુવીર,
કનક ભક્તિ તેમ માહરી નવ જાણો બંધુ કથીર, ભ૦
ગણું આપ સેવ [૨] મુક્તિ હાત મનમાંય,
બ્રહ્મ રસ ભોગી ભ્રષ્ટ થઈ કયમ તુચ્છ વિષય ને ધાય ભ૦

૭૯

ચંદ્ર વખત શોઆવીઓ આફતમાં દેશ ડુબાવીઓ,
કીધી પ્રજા પાયમાલ કર્યા સોના બુરા હાલ,
પ્રીતમને ફંદ ફસાવીઓ,
અહો મારા પ્રિતમને ફંદે ફસાવીઓ.
માજી મુકો એવી વાત હવે ચાલો મારી સાથ,
ભાગ્યે રે ખેલ ભજાવીઓ. ચંદ્ર૦
માજી જઇએ બીજે દેશ તજી રાજવંશી વેશ,
ભાવીને આ હાલ ભાવીઓ. ચંદ્ર૦
અહો પ્યારા પ્રતીપાળ, ઝુરી મરસું બેહાલ,
દેવેરે જુલમ દેવેરે જુલમ દેખાડીઓ. ચંદ્ર૦
અમો મરીએ આણે ઠામ માજી જાઓ બીજુ ગામ.
સાથેરે દાસી તમારીઓ ચંદ્ર૦
માજી થાશે રૂડું કામ હામ દાના તણી મુને હામ.
દુશમન કરી હાલ કાવીઓ,
તેથી શુંરે દુશમન કરી હાલ કાવીઓ.

પરદેશે જઇને નામ લજાવ્યું,
એવું સગપણ આવ્યા કરી.
કુંભાર માટીનો ઘડનારો
તે થાયે શું સસરો મારો;
એ વાત કાંઇતો વિચારે. દુનિયામાં તોલ ઘટે મારો
હવે પગ નહીં ફરી ધરો.
છે શરમ શરમ મુખ સંતરો.

૮૩

ગતી છે કર્મની ન્યારી, સતી પ્રધ્યે નહિ મારી ટેક.
આ જંગલામાં એક દીન, કરતો મુખ શીકાર,
એ જંગલમાં રોકલો, ઉભો હું લાચાર;
સ્થિતિ લાંચાર છે મારી, બહુ છે ઉર બીમારી. ગતી૦
હરરોજ આ હુણાપરે, મનડું કરતું મોજ,
એ હુણો અવરેખનાં, હામે દુખતો બોજ
ઉડાવીસીર નાહારી, જનમ ભુમી કરૂં ખારી, ગતી૦
કીસમત બદલે બહુએ બદલું, બદલ્યું જગત તમામ,
રહી બદલતિ બસ્તી, રહ્યા બદલવા રામ,
ન બદલે રોમ જો પ્યારી, તો સુધરે જીંદગી મારી; ગ.

૮૪

જાજા દુરાચારી નારી તને કાંઉં હું ધીકારી,
બોલ વચન વિચારી; ખેંચી કાઢ જીભ તારી.
નિચા કૃત્ય કરનારી, લોંડી લાગે અવીચારી; જાજા.
પીતાને બનાવે પતિ, ખોટું સમજાવીને,
સતિની બગાડે મતિ, ચામડી ચડાવીને,
એતો પતી તારો, હલામણ પતિ મારો,
મારા પ્રાણ થકી પ્યારો. ગેતો ધણીઓને ધાર્યો; જાજા.
નીચ ફંદમાં ફસાવે. ખોટી લાલચ બતાવે.
એમ સતિહાથ નાવે, રાંડ કોયલ શું ખાવે.
એવું ખાનારી તું બેઠી, સિદ ઉતારામાં પેઠી,
તારા વચનથી હાંય, લાગી મારા ઉરમાંય,
તારું મુખ દુખદાય, મને લાગે હાય હાય,
મુચી રાંડ વાણી તારી, હવે કાઢજે વિચારી.

૮૫

જન જુવો વિષયના અંધારે કેવા કરે ધંધા,
વૃદ્ધ છતાં વ્યભિચારે વળગે, કુળ મર્યાદા મુકી અળગે,
સદ્‌ગુરુ બોઈ સધારે. કેવાં૦
ચિત હરતા કરતા બહુ ચાળા, છતાં છતાં કરુપા બને રુપાળા
કરે ખુશામત ખધારે. કેવાં૦
અંગ ભુજ રાખે અટકાવી, અબળ છતાં દોડે બળ લાવી,
બનવા બેવડ ધંધારે, કેવાં૦

૮૬

વાલા જાણું છું બધી વાતરે લટકાળા લાલા,
પરણીને પરહરી પાપ વિનાની, રહી રાતરે મલકાવો ઠાલા
સા-શત્રુને સોંપી ગયા, નિજ નારીનો હાથ,
મેરૂ મલથી મનડરી, નાસ્યા વેલા નાથ, ૫૦-વા૦
રહ્યા હોત મુજ મહદમાં, છેલા આપ છુપાઈ,
ફરિ બતાવત આપની ભામની ખરી ભડાઈ ૫૦-વા૦

૮૭

મેરીજાન તમપર ફીદાહું ચાયબોલો ચાયન બોલો;
મેરી જાન તમપર ફીદાહું.
મેરી ગલીમેં આયે, તેરા ઇસકને સતાયે
બદલામ હોતો રહા હું. ચાય.
કયા કીસ રફી હરીઆલી, ઉલફતકી ઝાલ ડારી.
દીવાના મેંતો બનાહું. ચાય.
તેરી હસકી કટારી, દીલ પેર લગીહે ભારી
જખમા મેં હા રહાહું. ચાય.
ફુલું મે ફુલ ચંપેલી, પનઘટ પે ઘલી અકીલી
ગલે હાર હોતો રહા હે.
લેલી કે ગામમે મજનું, બનબન ફરે અકેલા
કાંટા મેં સો રહા હું.

૮૮ ભજન તાલ ધાવણી

કાનુડો ન જાણે મારી પ્રીત બાઈઅમે બાળકુંવારાંરે કાનુડો
જળ કે જમુનાનાં હું તો ભરવાને ગઈતીરે,

કાનુડે ઉડાડયાં આછાં નીર ઊંટયાં—ફરરરરરરરે. કાનુડો૦
જમુનાને કાંઠે વાલે રાસ રમ્યો છે.
સોળસે ગોપીના ઝાલ્યાં ચીર ફાટયાં—ચરરરરરરે કાનુડો૦
હું તો વરણાગી કાના તમારારે નામનીરે.
કાનુડે તક્ષીને માર્યાં તીર વાગ્યા—અરરરરરરરે કાનુડો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી—ફરરરરરરરે. કાનુડો૦

૮૯ રૂક્ષિમણી લાવણિ તાલ દાદરો.

કાન્તા કેમ થશે નાથ હજુએ ના આવ્યારે,
પડતી ફાળ જો નીહાળ.
અલ્પકાળ મુગળ જાળમાં નકી ફસાયારે કાન્તા૦
ક્ષત્રી ગણી લખ્યો પત્ર પ્રીતથી મેરે.
સુણસે કરૂણ દેશ શરણ ધર્માચરણ કંઠ હરણ.
પ્રાક્રમી ગણાયારે. કાન્તા૦
ચો તરફ બળે દાહ દાહ અગ્નિ લાગ્યોરે વેરી માબાપ
દીલમાં તાપ દુઃખ અમાપ પુરવ પાપ.
ભાવીએ મન ભમાવ્યોરે.

૯૦ માઢ તાલ દાદરો

બાલમ બેગે આવજોરે મોરા જોબન બીત્યો જાય બાલમ
સાખી—પ્રીતમકુ પતીયાં લીખું ઉપર લીખું દો સલામ.
જીસ દીનસે તુંમ બીછડ ગએ મેરી પ્યારી નીંદહરામ.
સાખી—સાજન ગયે પરદેસવા, સુની પડી મેરી સેજ
મનકી મનમેં રે ગઇ આસ રહી નહિ રેજ.
સાખી—સજન એસા કીજીએ ઢલ સરી.ખા હોય,
સુખમેં તો પીછા ફીરેરે-દુખમેં આગે હોય મારો
સાખી—સજન સજન મેં જપુરી સજન કે મન ઓર
પ્રીત છોડી પર રીજગરે એક સિવરો ઠારેરે,

૯૧

ધીમા ધીરા ચાલો મારા પ્રાણરે.
પગ નાજુક [illegible] મગકાઈ જશે કર.ર લચકાઈ જશે
હો. સુજા .. ધીમા૦

સાખી—નાજુક વેલી ફુલ સમી કોમળ તુજ આ કાય,
ધડકે છાતી શ્વાસથી ચંચળથી ઓળખાય,
પરસેવાનાં બીંદુ આ બાઝયાં મુખે,
મુખ રાતુ થયું થાક અતિ દીસે,
આ છાતી પરે લ્યો વિસામો સુખે હો સુજાણરે— ધીમા.

૯૨

પહેરી ચોળી લટકો મટકો કરતા આવ્યા.
રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યા.
ઝાંઝરના ઝણકારે કર કંકણના ખખડાટે
કાજળથી નેત્ર દિપાવ્યાં પહેરી ચોળી૦
સાજે હિયરછ આસા શરબાલ કેમ હાસા;
બોલોજી બોલો બો લો એ નખરા તમારાં જણાવ્યાં પ૦

૯૩

કોઇ દુધ લ્યો દિલરંગી મારા શામ ઉમંગી કો.
સાખી—કેફી પીએ કસુંબલો [illegible] પીએ અણુધ.
દારૂ દીવાના પીએ [illegible] પીએ દુધરે
ગોરી ગવરી ગાયનાં ગોરા છે મારાં દુધ;
તું પણ ગોરી ગોરડી ગોરૂં દિલ મારૂં શુધરે. કોઇ.
હેમ કટોરો હાથમાં લીધો ધરીને નેમ;
કાળજડું ઠંડું થશે કાયા થાશે હેમરે. કોઇ.

૯૪

કુવે પાની ના જાઉંએ નજર લાગે;
નજર લાગેરે નજર લાગે, કુવે૦
મેં જબ જમનાકે આરને ગઇતી;
[illegible] મેં ભાગીરે;

૯૫

સજન ક્યા હો કિ તું પ્યાર તેરે બાલ ઘુંઘર વાલે
અકેલી [illegible] કરના સુજનોં પ્યારા
છોડ કે [illegible] સજન૦
તેરી [illegible] સુજ [illegible]
નેની તરફ [illegible] છાલે. સજન૦

૯૬

વારી વારી શું શોભેછે વીરો
બીજા પાંચકડાને પોતે હીરો
પીરશુ ખોબલીએ ખાંડુ તે વીરો
દેશે બેનીને બહુ હીર ચીરો
ધરણી ધરનો શેવક જન વીરો
સા-સુભ ચાહક જગતનુ
બેન વિનાં નહિ કોય
વંશ વધારક તાતના હિસાબુ નવ હોય.
ગાયનું આશીશ. સગડા પામીશ
હુંપરાં વારીશ બેંન
સા-બેન ધન મારી બેનડી
વીણ સ્વારથ તુજ પેર
સ્વારથ સહુ સંસારમાં
નહિ નારીન ઘેર
સાચી સાચી પ્રીત ચોટી તારે
ચીત રાતુ મને ગીત બહેનનાં     વારી૦

૯૭

[ ગાઢ તાલ દાદરો.

પતી મારા પ્રાણ પ્યારા આવોનારા તાગ ને દુખીયારા.
થા તું ઠારા દુર.
ઠગાઈ ચડી વડે તારી નજરે મારી દુર દુર દુર
જીકું જણાવે ડોળ બતાવે મુને પડાવે
ને ફોસલાવે લાજ ના આવે એમ શું ફાવે દુર.     પતી૦.

૯૮

[ લ્યાણ તાલ લાવણી. ]

દશા આ શી થઇ મારી કરમની છે ગતિ ન્યારી     દશા.
રમતાં રંગમહેલમાં વસતાં સુખમોઝાર
સેવાઠાં રાજા હતાં દાસી દાસ હુજાર.
ભોગવની આજ લાચારી, પડેશે તું વનમાં ગાજારી દશા.
હુતી રાણી આજ બેને દુ. લાગતી લાજ
ગતી છે પદાર ... ... ઓજ
મહારાજાની કુમારી દુખી છે બેન ... પ્યારી     દશા૦

તરશ્યાં ભુખ્યાંને અમે દેતાં પાણી અંન,
ટળવળીએ આવન વિસે ભુખ્યાવિણ ભોજન.
પીવા મળતું નથી. વારી રહું કેમ ધીર હું ધારી.

૯૯

[ કાફી તાલ. ત્રીતાલ ]

સુખ એક અવનીમાં સુંદરી [૨] મૃદુ વેણી મુગા નેની
ફુટી વેણી કોકીલેના કંઠ મધ રૂપસરાને. સુખ.
સીંહ કટી છનાનટી. રાગ રંગ સારંગ ચટકો ચપળા.
મારે સહુ ગમન તીક્ષણ. સુખ.
આવે હસી ઉર વસી ઉપજાવે આનંદ.

૧૦૦

[ સિહાનો કનરો તાલ દીપચંદિ

તારૂણી તુજથી નથી રે જુદાઈ
શશીવદની સુખ પામુ હું આંહી તારૂણી૦
વદન મનોહર તારૂ લલીતા,
સોરંભ અંગજધન સુખાઈ
ભ્રગુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ
નીરખી પ્રિયા ભુલુ સરવે કાંઈ તારૂણી૦
ત્રણસો સાઠ ત્યાગી તુજનેરે ચાહું,
તુજવણમુજ ક્ષણ કલ્પ સમજાઈ. તારૂણી૦

૧૦૧

ડરમાં તું દીલસાથ છોકરા તું ડરમાં તુ દીલસાથ
તુંને કોઈ ન મારે લાત છોકરા ડરમાં

તુંને સંભાળુ પ્રીતિથી પાળુ
ચાલ તુને મારો મહેલ બતાવું
ઘરેણાં વસ્ત્ર સારાં સારાં કાઢુ
ચાલ તું જો મારા મહેલનાં ચિત્રો
રમકડાં રૂડા ન્યારાવિચિત્રો
ચાલો આવ બીમાં હું બેઠી છું,
મારે કેવાં છે કંકણ હાથ.
જોજે મારે કેવાં કંકણ હાથ. છોકરા૦

૧૦૨

કેમ ભાન ભુલી હું દેહની મુજ શુદ્ધ બુદ્ધ સરવે ક્યાં ગઇ
જોઊં સ્વપ્ન કે સાચું હું રે નીસ્વજ મુખે કેમ થઇ
ગાજે છે મેઘ જોરથી કે કામ બોલે કોપથી.
મુજ મન ભેદી જાય છે પ્રીતમ તણા વિજોગથી.
ઓ નાથ આવી મળો તમે દિલ શાન્ત કરવા મુજને,
દર્શનની આતુર હું હવે દાસી સંભારે અપને
શીદ કલપાવો સતાવો હું છું રંક જુઓ જરી દીલપર ધારીરે
અમારી નાદારી ગમખ્વારી આવારી છે મારી સાથ
હું તારી ગઇ હારી દુખીયારી છું ભારી દયા ધારી અહીં
અનાથ શીદ૦

હું તનથી છું ધનથી છું મનથી છું જનથી
સાજનથી બહુ દીનથી દુર
માતાથી પિતાથી ભ્રાતાથી નાતાથી ન ચઢયું નુર શીદ૦
બીચારી વિચારી દયા તારી કર ધારી.
દીલ ધારિ થા મારી આજ
પ્યારાને મારાને આંખોનાં તારાને જાવું છે મળવાને કાજ શી.

૧૦૩

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે
શોભે રજની સુંદરશી આજ
હેતે રમીયે સંગાથે સઇઅર આપણેરે;
સઇઅર કંકણો સોનાનાં કરે ધર્યાં રે;
મોંહી જડીયા છે નિલમણી નંગ—હેતે૦
સાખી—સખીઆં આજે આપણે ધરિ સોળ સણગાર
કર કંકણ ચુડી ચમક ચંદ્ર તેજ એક તાર,
હીરા રત્નથી જડીત ઉર હાર છેરે
મોતિ ગુચ્છા લળકે છે બાજુબંધ હેતે૦
સાખી—અંબોડા ફુલે જડયા સર સાથે હીંગુળ
કીધા કુમ કુમ ચાંદલા મુકતા માળા ઉર,
આરસ પારસ મણી જડેલો ચોક છેર;

તેમાં રમતાં વસતા હૃદયે નણદલ વીર હેતે

સાખી—પેર્યાં ઝાંઝર પ્રીતથી ઝણુણુ કરે ઝણુકાર,
ફૂલોએ શણગાર કુંદડી આ રજની મોઝાર,
હેતે પ્રીતેથી ઝાલેલા સખીઓ હાથ છેરે,
તેતો આપેછે શી સુંદર સુગંધ

સાખી—કથા શીયળની સાંભળી પ્રીતમ ઉપર પ્રેમ
વધ્યો સખી વીરહી થઇ મળે ત્વરાથી કેમ.

૧૦૪ ચાંપરાજ.

મુજ ઉપર ગુજરિ પિતા પાદશાહિ જાણી,
હું હવે નથી હાડાની રાણી ટેક.
એવું નથી દીઠું મુજ સુખ વાત છે સીધ,
હઠ કરિ એટલી વાર વાતમાં લીધ. મુજ૦
આવ્યાછે જ્યારથી હાડો આપની પાસે,
હું જપ તપ કરતી નાર રહી ઉદાસે.
હું હતી મેલમાં પતિ ધ્યાનમાં નારિ,
એકદમ રાજાજી આવી ઊપાડી બારિ. મુજ૦
મને કહ્યું તારે માટે મુજ શીર જાયે,
ધિક ધિક ચાંપળાની જાન પણ મુજ ખોવાયે મુજ
મેં નથી દીધો પગ ગુંદી કોટાથી બાર,
હું થઇ નાયકી નાર આરોપ ખોટાથી. મુજ૦
કરી કસોટી મુજ ભગવાન તમારી દ્રષ્ટે,
મુજ લજ્જા રાખી નાથ પોહોંચાડી કષ્ટે મુજ૦
જો રાખી શરમ હું નાવત આપ ભુવનમાં,
મુજ પતિ તણી રહી જાત મનની મનમાં મુજ૦

૧૦૫ કૃષ્ણ ચરિત્ર

તુંહીં શ્યામ તુંહીં શ્યામ તુંહીં રે,
હુંતો નિરખું બધે ઠામ ઠામ;
અંતર જોઉં તો શ્યામ તુંહીં શ્યામ તુંહીં,
મનમાં જોઉં, અંતર જોઉં.
જોયું સકળ સંસાર,
આ ઝબાંતની આલા જોઈ વળી;

પણ નહીં આવ્યો પાર,
ઝળકે જ્યોતિ તારી રે..........હું તો.
આ તનનો રંગ મહેલ બનાવ્યો,
મહીં ભર્યા દરબાર;
અનહદ વાજાં વાગી રહ્યાં કાંઈ
જીવ રમે એકતાર;
ચમકિ જ્યોતિ તારીરે........ હું તો.

૧૦૬ રામ રતન

આલા ગોરીવાસણ અરે વાહ વાહ
દારૂ પીઉ યાગનુ અરે વાહ વાહ
ઘે બાટલી આતા, આર બુંધા આતા
ઘરી જાનાં જાતાં પીઉ વાહ વાહ
ઘાલ દરીઆર રધે ઘાલ દોરી
ઘે હાથા ગ્રહી હાથ પેરી
સત ભામે વરી. પ્રીત કરી હરી,
તસી માઝાવરી, કરી વાહ વાહ આલા.

૧૦૭ [illegible]

અલીઓ! અલબેલો કેમ નાવ્યો?
બેભાન કરી સાન કાં ભુલાવી?-અલબેલો.
સેજ સમારી હું વાટ જોઇ રહી
પ્રીતમજી પણ ટળવળાવે,
હવે હું થી નહીં રહેવાય
મન આકુળ વ્યાકુળ થાય, રાતિ ભામી જતી;
છળ કરીને, છેતરીને એ,
કાં અલી અકળાવે?-અલબેલો

૧૦૮ કૃષ્ણ ચરિત્ર

દાણ માગેરે દાણ માગે.
કાનો કાંકરી મારે તો મને વાગે રે-દાણ,
કાના કીયા મલકનો દાણી
મારી નંવરંગ ચુંદડી તાણી રે-દાણ.
કાનો કીયા મલકનો સુબો,
મારી વાટડી રોકીને શાને ઉભો રે દાણ

૧૦૭ અંબીકા વિજય.

મુગટ માજી તણે સીર સોભી રહયો,
સોભી રહયો મન લોભી રહયો. મુગટ.

સાખી.

આરાસુર રળીઆમણું, સોભા અપરંમપાર;
સોભા તેની શી કહું, કેતા ના આવે પાર,
અંબામાજી રમે ચાચર ચોકમાં.
જેવો સુરજ ભાણ સોભી રહ્યો. મુગટ.
બાહ્ય બાજુબંધ બેરખા, ઝાંજર છે પગ માંહ્ય;
સૈયરો સરવે મળી, લળી લળી ગરબો ગાય.
માજીનું ધ્યાન ધરો, સેવક જન તમે,
અરજ હમારી માંડી, ઉરમા ધરો. મુગટ.

૧૦૮ કૃષ્ણ ચરિત્ર

નમો ગોપાળ નંદ નંદન ગોવીંદ નમો,
શ્રી ગોકુલચંદ નમો
પુરણાનંદને, બાલ મુકુંદને,
દેવ સકલ વંદ્ય નમો-નમો,
કાલિય ગંજન હરિ નમો
વંદુ આત્મારામ,
પુરણ પુરૂષોત્તમ નમો
સદાય પુરણ કામ,
ગોવર્ધન હાથે ધર્યો,
ગોકુલ ઉદ્ધાર કર્યો,
ઈંદ્ર તણો ગર્વ હર્યો,
એ આનંદ કંદ નમો--નમો.



# જાહેર ખબર

| | |
|---|---|
| મુંબઇની મઝા. | ૦—૪—૦ |
| ફુરસદે બહાર | ૦—૨—૦ |
| માણેકમોતીનો બાગ | ૦—૨—૦ |
| પંચપતી ક્રમણુ સુત્ર | ૦—૮—૦ |
| રશિક સ્તવનાવળી | ૦—૪—૦ |
| છ ભાઇના રાસ | ૦—૨—૦ |
| લીલાવતીનો રાસ | ૦—૨—૦ |
| અંજનસતીનો રાસ | ૦—૨—૦ |
| મોતીશાના ઢાળીયાં | ૦—૨—૦ |
| બોયણીનું વર્ણન | ૦—૨—૦ |
| ગોર્ગાગોળાઓ | ૦—૪—૦ |
| નવરંગ | ૦—૨—૦ |
| નાટારંગ | ૦—૩—૦ |
| ધીરાંનાં પદ | ૦—૨—૦ |
| ભજનાવળી | ૦—૨—૦ |
| પ્રભાત સંગ્રહ | ૦—૨—૦ |
| નરસીમહેતાનુ મામેરૂ | ૦—૧—૦ |
| નરસીમહેતાની હુંડી | ૦—૧—૦ |
| ગમત ઘંટ | ૦—૪—૦ |
| ગુલેનવ બહાર | ૦—૬—૦ |
| ગવકાશે બહાર | ૦—૪—૦ |
| મીઠ ગાયન સંગ્રહ | ૦—૪—૦ |
| તરંગ | ૦—૨—૦ |

| | |
|---|---|
| મુંબઇનું ઝવેરાત | ૦—૪— |
| શ્રીતુલશીદાસ,કબીરની સાખી | ૦—૪— |
| દેવતાઇ જાદુગર | ૦—[illegible]— |
| કૃષ્ણચરીત્ર બાળલીલા | ૦—[illegible]— |
| વાવડી ચસકી | ૦—૧—૦ |
| ચોરનાભાઇ ઘંટીચોર | ૦—૧— |
| શુકનાવળી | ૦—૧—૦ |
| બાળાભગતનાચાબખા | ૦—૧—૦ |
| શનીશ્વરની કથા | ૦—૧—૦ |
| ઓધવજીના મહીના | ૦—૧—૦ |
| રાધાજીનો વીવાહ | ૦—૧—૦ |
| તમોલાણુના કીસ્સા | ૦—૨—૦ |
| દોઆગો ગંજુલસ | ૦—૨—૦ |
| રોગનીબારાખુ | ૦—૮—૦ |
| નરશીમેતાનાબાપનુંશ્રા | ૦—૧—૦ |
| બાદશાહબારબલર૨ભા | ૧—૦—૦ |
| ફ્રીજત ઇસલામ | ૦—૮—૦ |
| નજમુજીયા | ૦—૪—૦ |
| નરશીમેતાની ટીકરીનોવીવા | —૪—૦ |
| સદેવંતસાવળાગાચીત્રવાળી | —૮—૦ |
| ગુલબંકાવળી મોટી | ૦—૧૨—૦ |
| અભેમન્યુચક્રાવોમોટો | ૦—૮—૦ |

આ સિવાય અમારી પાસેથી ઘણી જાતનાં પુસ્તકો તથા વારતાઓ તથા નિશાળોમાં ચાલતી ઇંગ્રેજી તથા ગુજરાતી ડીક્ષનેરીઓ મુસલમાની ગુજરાતી કીસ્સાઓ તથા જૈનધ[illegible] તથા પજુસણની કંકોત્રી તથા દીવા[illegible] [illegible]લવામાં આવશે

શર કે રીચીરોડ—અમદાવાદ